# ક્ષમાપના

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

**વીરચંદ લાલચંદ શાહ**

રે. આરકોટ હાલ ધુળીઆ.

સંવત ૧૯૮૭ ના અશાડ વદ ૩૦ ગુરૂવાર

દીવાસો તા. ૧૩-૮-૩૧ સ્થળઃ-રાજકોટ.

વીર સંવત ૨૪૫૭ પ્રત ૧૦૦૦

મૂલ્ય-અમૂલ્ય.



ઉમરેઠ ભટવાડી પોળ પાસે આવેલા રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીના સરસ્વતી પ્રી. પ્રેસમાં ભાઇલાલ ચુનીલાલ જોશીએ છાપી અને શાહ વીરચંદ લાલચંદે ધુળીઆ (પશ્ચિમ ખાનદેશ)માંથી પ્રગટ કરી.



મણકો ૯ મો

ॐ શ્રી અસિઆઉસાય નમઃ

# ક્ષમાપના



રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

વીરચંદ લાલચંદ શાહ રે. આરકોટ

હાલ ધુળીઆ.



## દોહરા

અરિહંત સિધ્ધ આચાર્યને,
નમન કરૂં કર જોડ;
ઉપાધ્યાય સહુ સાધુને,
નમસ્કાર મન મોડ. ૧

પદ પાંચ એ શાશ્વતા,
વંદન વાર હજાર;
ક્ષમા માગું નિજ દોષની,
સલ્ય રહિત આચાર. ૨

પાપ કિધાં જે કારમાં,
આ ભવ પરભવ માંય;
ક્ષમા તેહની માગીને,
કરૂં નિર્મળી કાય. ૩

લક્ષ ચોરાશી જીવની,
જાતી સુત્રની માંય;
દિધાં હોય દુઃખ તેહને,
માફ કરો જીનરાય. ૪

જાણે અજાણે કોઇની,
થઇ ગઇ હોયે ઘાત;
ક્ષમા માગું હું તેહની,
ક્ષમાવંત જગતાત. ૫

હોયે પરિચિત માહરા,
વર્તે છે વર્ત્તમાન;
અપરાધ કિધાં તેહનાં,
દિઓ ક્ષમાનું દાન. ૬

મન વચન ને કાયથી,
કોઈ દુભવ્યા હોય;
શુધ્ધ હૃદયથી તેહની,
ક્ષમા માગું જીનરાય. ૭

વૈર નહીં કો ઉપરે,
મારે કિંચિંત માત્ર;
વૈરી નહીં હું કોઇનો,
પ્રાર્થૂં છું જગતાત. ૮

વીર એટલી આશ છે,
શરણે લ્યો જીનરાજ;
સર્વે જીવ ખમાવિને,
વાંદુ છું શીરતાજ. ૯

## જનુની જીવોરે ગોપીચંદની–એ દેશી.

હીંસારે કીધા હોયે જીવની,
જાણે અજાણ્યે કોઇજી
નિરપરાધી કોઇ મારીયા,
આ ભવ પરભવ માંયજી;
ક્ષમાવંત રે ક્ષમા કીજીએ. ૧

અસત્ય મુખેં વાણી ઓચરી,
કીધાં મિશ્રના ભેળજી;
ઉપજ્યા અનર્થો એ કારણે,
બેસાડું કેમ મેળજી. ક્ષમા૦ ૨

અદત્ત લીધું હશે કેટલું,
નથી ગણુતી હું પાસજી;
વલવલ્યાં કંઇક બાપડાં,
લક્ષ લેવું એ ખાસજી. ક્ષમા૦ ૩

મૈથુન સેવન સારૂ જીવડા,
 પરસ્ત્રી ઉપર પ્યારજી
હરામી બન્યો હાય ! કામમાં
 કેમ થાશે ઉદ્ધારજી ? ક્ષમા૦ ૪

વધાર્યો પરિગ્રહ અતિ ગણો,
 ધન દોલત ને મકાનજી;
સંસારે વધ્યો મૂઢ જે ઘણો,
 હાર્યો નર દેહ માનજી. ક્ષમા૦ ૫

ગમના–ગમને વળી ના કરી,
 મર્યાદા તસુ ભારજી;
વૃથારે આવરણો વોરિયાં,
 ચિત્તમાં કર્યો ન વિચારજી. ક્ષમા૦ ૬

વસ્તુ જે કીધી ભોગવટા તણી,
 રહ્યો અમર્યાદે જીવજી;

ધરાયો નહીં એ આતમા,
તેનાં પાપો છે તીવ્રજી. ક્ષમા૦ ૭

નીસ્વાર્થે દંડાયો જીવડો,
લવરી બાઇના જોરજી;
વિચાર વર્તન મહી ના થયો,
આવી ગયો મન તોરજી. ક્ષમા૦ ૮

સામાયિકે રે સમતા નહીં,
વાણી–મન–કાયા જોગજી;
માઠા પ્રવર્તાવ્યા એહને,
સંસારના કામ ભોગજી. ક્ષમા૦ ૯

દેશાવગાસિક આગ્રહે,
આદર્યું જો કદાચજી;
આશ્રવ જે પાંચને પૂર્ણથી,
રોકવામાં સંકોચજી. ક્ષમા૦ ૧૦

પરિપૂર્ણ પોષધ આપથી,
ના બન્યું કોઈ દીનજી;
કદાચ ને જો એહ થઇ ગયું,
હૃદયે ભાવ રે' ખીનજી. ક્ષમા૦ ૧૧

નિગ્રંથ શુદ્ધ સાધ સાધવી,
જોગવાઈ કદી થાયજી;
દોષ રહીત અહાર ભાવથી,
આપી નવ લીધો લાવજી. ક્ષમા૦ ૧૨

બારેવ્રત પૂર્ણ ન પાળીયા,
જાણ્યાં નહીં અતિચારજી;
સંસારે ખુંચ્યો રે જીવડો,
નહિ ભવ ઘટવા વિચારજી. ક્ષમા૦ ૧૩

શંકા કીધી જૈન ધર્મમાં,
દેવ ગુરૂની મન માંયજી;

મિથ્યાત પચીસ સેવીયાં,
મેલી સમકિતે લ્હાયજી. ક્ષમા૦ ૧૪

ત્રસ ને થાવર જાતિ જીવને,
તાડન મારન કીધજી;

અન્નપાણીએ વિછોડીયાં,
અંતરાઇ એની લીધજી. ક્ષમા૦ ૧૫

મૃષાવાદે આનંદ માનીયો,
કુડી સાક્ષી ભરાયજી;

મમ રે ! પરના પ્રકાશીને,
કુડા લેખ લખાયજી. ક્ષમા૦ ૧૬

હાય ! થાપણ પરની ઓળવી,
થઇ બેઠો શાહુકારજી;

અસત્ય વચન થકી કૈંકને,
કીધાં છે નિરાધારજી. ક્ષમા૦ ૧૭

 

કૂડાં તે માપ ને કાટલાં,
અદત્ત લીધી બહુ ચીજજી;
વિશ્વાસે કૈંકને મારીઆ,
સ્વાર્થ કારણ નિજજી; ક્ષમા૦ ૧૮

વિષયોમાં તો મન રાચીયું,
રમણી શું મન મોહજી;
કામ જ્વરેથી રે પીડીયો,
બૂરી પડી એ ખોહજી; ક્ષમા૦ ૧૯

પરિગ્રહે મમતા વધી ઘણી,
તૃષ્ણાનો નહીં પારજી;
પળ પળે એજ વિચારણા,
માલ ધનની અપારજી. ક્ષમા૦ ૨૦

કપટ ક્રોધ માન મોહને,
લોભનો છું ભંડારજી;

અતિ એ તીવ્રપણે સેવિયા,
　　કષાય જાણો એ ચારજી. ક્ષમા૦ ૨૧

રાગ દ્વેષ કામ કલેશનું,
　　નિંદ્ય ઘર છું હું નાથજી;
કેમ કરીને પ્રભુ ઉગરૂં ?
　　આભેં ભરી છે બાથજી. ક્ષમા૦ ૨૨

કુડાં તે આળ ચઢાવીયાં,
　　નિજના અન્યને શીરજી;
ચાડી ચુગલી કીધી અન્યની,
　　સ્વારથથી ઘણી વારજી. ક્ષમા૦ ૨૩

પરનાં વાંકા બહુ બોલીને,
　　આપ બડાઇ કીધજી;
વળી ખુશી દીલગીરી સમયમાં,
　　સમતા નહિ મન લીધજી. ક્ષમા૦ ૨૪

કપટ સહીત જુઠું બોલીને,
ઠગીયા જીવ અપારજી;
ખોટી શ્રધ્ધા ને સંકલ્પથી,
કર્યાં અતિ તેય પ્યારજી. ક્ષમા૦ ૨૫

અઢારે પાપ સ્થાનો સેવીયાં,
તરશે કેમ તે આ જીવજી;
તારણહારો પ્રભુ એક તું,
ઉગારનાર તું વીરજી. ક્ષમા૦ ૨૬

પાંચ પ્રમાદેથી ઘેરીયો,
જીવડો હાલક ડોળજી;
અર્થ ને અનર્થ દંડે થયાં,
બૂરા હાલ હવાલજી. ક્ષમા૦ ૨૭

રાત્રી ભોજન પાપ સેવિયું,
ભક્ષા ભક્ષે નહિ ખેદજી;

પર જીવને તો સંતાપીયા,
દીધાં અંતરમાં છેદજી. ક્ષમા૦ ૨૮

આર્ત્ત-રૌદ્ર સ્વાર્થ ધ્યાનમાં,
રહ્યો મશગુલ આપજી;
ધર્મ-શુકલ શુદ્ધ ધ્યાનનાં,
ધ્યાયા નહીં કંઇ જાપજી. ક્ષમા૦ ૨૯

સમુર્છિમ હુવા મારે કારણે,
મૂવા જીવ અનંતજી;
વિવેક રાખ્યો નહિ તેહનો,
રાખી જરી નહિ ખંતજી; ક્ષમા૦ ૩૦

સરધ્યા નહી સદ્ગુણજે,
શ્રાવકના એકવીશજી;
ભૂલ્યો આચાર હું માહરો,
માફ કરો જગદીશજી. ક્ષમા૦ ૩૧

મહા મોહની જે રે કર્મના,
ઠેકાણાં કહ્યાં ત્રીશજી;
વર્જ્યાં નહીં રે તે ખાંતથી,
લપટયો તે માંહી ઇશજી. ક્ષમા૦ ૩૨

દાન શીયળ તપ ભાવના,
આદર્યાં નહીં લગારજી;
લુંટને જુઠ (ફુટ)ની માથાકુટે,
ખૂંચ્યો જીવ નિરધારજી. ક્ષમા૦ ૩૩

અનંત અવગુણનો હું ધણી,
કેટલા ગાઉં હું ગીતજી;
સમર્થ છો આપ કૃપા ધણી,
આશરો લીધો છે જીનજી. ક્ષમા૦ ૩૪

શુદ્ધ હૃદયેથી પ્રકાશીને,
માફી માગું છું નાથજી;

અરિહંત-સિદ્ધ-સાધુ-ધર્મનાં,
એ શરણું ચારે સાથજી; ક્ષમા૦

શ્રદ્ધા છે મુજ પૂરી આપમાં,
બળતામાંથી ઉગારોજી;

ગુરૂ અમોલ પ્રતાપથી,
વીરચંદને ઉદ્ધારોજી. ક્ષમા૦

॥ ઇતિ ક્ષમાપના ॥